ખાસ જ્ઞાન ખાતા માટે નં.

# श्री जैन गुण रत्नावळी.

## भाग २ जो.

ક્લાસની સભાઓ, તથા મંડળીયોમાં
ગવાતાં ગાયનો, સ્તવનો, અને
રમાતા રાસાદીથી ભરપૂર.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

શ્રી લઘુ આર્ય જૈન ધર્મ પ્રવર્તક સભા.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસ

સને ૧૮૯૭ સંવત ૧૯૫૩.

૬૬૭૮

ખાસ જ્ઞાન ખાતા માટે ૭૮.

# શ્રી જૈન ગુણ રત્નાવળી.

## ભાગ ૨ જો.

હાલની સભાઓ, તથા મંડળીયોમાં
ગવાતાં ગાયનો, સ્તવનો, અને
રમાતા રાસાદીથી ભરપુર.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

શ્રી લઘુ આનંદ જૈન ધર્મ પ્રવર્ત્તક સભા.
અમદાવાદ—"વિજય પ્રવર્ત્તક" પ્રેસ.

સને ૧૮૯૭ સંવત ૧૯૫૩.

# અર્પણ પત્રીકા.



વોહોરા. લાડકચંદ પીતાંબરદાસ.

૬૭૬૨ મુ. માંડલ.

આપ જૈન ધર્મમાં અતિ શ્રદ્ધાવંત, શુભ
કાર્યોમાં પ્રવર્ત્તનાર, જ્ઞાનની વૃદ્ધીને
ઇચ્છનાર અને વિદ્યાને સારી પેઠ
ઉત્તેજન આપનાર ઇત્યાદિક
ગુણાલંકૃત જોઇ આ લઘુ
પુસ્તક અર્પણ કરીએ
છીએ.

લી૦

પ્રસિદ્ધ કર્ત્તા.

॥ श्री जैनधर्मो जयति. ॥

# श्री जैन गुण रत्नावळी.

## भाग २ जो.



### स्तुति.

१ (ध्रुपद.)

નમીએ પ્રીતે નીશ દીન હે પ્રભુ તુજ પદમાં
છુમી છુમ છુમી છુમ, છનનનનનનન
દારેણુ દારેણુ દીમ તનનનનનનન
થેઅ્ત થેઅ્ત કીડ કીડ ધા ધા ધા
હળીમળી સુર ભરી ગાવે ભાન,
સા રી ગ મ પ ધ ની સા. નમીએ.

૨ (વંદી વંદી વીશ્વનાથ.)

વંદી વંદી કુંથુનાથ, વંદીએ આ વારે,
ભક્તોને પ્રભુ તું તારે,
શુદ્ધ મને તુજ ભક્તી, સાચી થાય યથા શક્તી;
તારે ભવસાગર પારે.
દીનો દ્ધારક કર્મ નીવારક,
પાપ વીદારક ભવભય હારક,
કુંથુરાયા તુજ જસ ગાયા,
ટળી ગઈ માયા, પાવન કાયા;
શ્રી જીનરાયા શરણુ તારે,
શ્રી જીનરાજ (૪) વંદી.

૩ (જા હવે રાખ.)

શ્રી જીનરાજ, મલ્લી મહારાજ,
રમવાકાજ, આવ્યો આજ,
અર્જ અમારી ઉર ધરજો,
રમવા રાસ, અરે ઉલાસ;
વીનવેદાસ, તમારી પાસ,
નથી પુર્ણ સંગીત સાજ,
તમે રાખો મારી લાજ;

રમીએ છે, નમીએ છે,
તમારી પાસે હવે. શ્રી જીનરાજ.

૪ (આશું આંસું કે.)

સાસન નાયક શિવસુખ દાયક,
શ્રી મહાવીર છો;
પ્રણમે નિત્ય પુરંધર, ધરમ ધુરંધર ધીર છો.
ત્રીસલા નંદન કર્મ નિકંદન,
ભય ભંજન ભગવાન;
શેવક પરશું નજર કરી,
આપોને ભવ અવસાન. સાસન.
અગણિત નરનારી પ્રભુ તારી,
કર્મ નિવારી નાથ;
માત તાત ગુરૂ ભગની ભ્રાતા,
ગ્રહો હેતથી હાથ. સાસન.
મહાવીર સ્વામીના શેવકનું,
મંડળ જીન ગુણ ગાય;
શિવસુત કેશવ પ્રમુખ સર્વને,
ઉલ્લાશ અંગ ન માય. સાસન.

---

૫ ( બીક લાગે ભાઇ. )

અજીત જીન ભેટયા હર્ષ થયો મુજનેરે;
સુંદર સુરત મુરત પેખી ઠાર્યાં નયનનેરે. અ૦
અતિ શ્રમે દર્શન પાયો, નજરે દેખી હરખાયો;
સુરનર મુનિવર ગુણ ગાયો, શરણું સ્મરણું ચાહું
અંતઃકરણે તુજને રે. અજીત૦
હર્ષે આંગી રચાવું, મેવા ફળ મીઠાઇ લાવું;
વિધ વિધ જાતી પુષ્પ મંગાવું,
તાન લગાવી સ્તવન કરૂં આજ તારૂં રે. અ૦

૬ (તાતનો ભરૂસો.)

મેહેર કરી તારોને, મ્હાવીર મુને મેહેર૦
ભવસાગરમાં એકલા અમને,
અથડાવો એ જાતિ સારી નહીં રે. મહાવીર૦
મોટા મનનાછોરે, તમે તો પ્રભુ મોટા૦
અમે સકળ સંઘ વંદન કરીએ,
લળી લળી નીત્ય તમનેરે. તમેતો પ્રભુ મોટા૦

(સાખી.)

કષ્ટ સહ્યાં કાઉસગ્ગ મહીં, તરવાને ભવપાર;
ખીર રંધાણી પગ પરે, ડગ્યા નહીં તલભાર. ત૦

અનેક ઉપસર્ગોઆપને,નડયાં નિશ્ચે મહારાજ;
ઉત્તમ ભક્તી આપની,અંતે સુધર્યાં કાજ.મા૦
કામણગારો કાળ તે, કેડે લાગ્યો નાથ;
ઇંદ્રજાળ સમ જગત છે,ઝાલો મારો હાથ. મા૦
ભગવત ભક્તી ભાવમાં, ભલી તરેહથી નિત્ય;
લઘુ આદ્ય મંડળ રમે,"નાનો"ચોખ્ખે ચિત્ત.મા૦

૬

પ્યારો લાગે મને શારો લાગે,
દરીસનમે ગંભીરોજી પ્યારો લાગે.
સોના કેરી ઝારીયાંને માહે ભર્યાં પાણી,
નવણ કરાવું મેરા જીનજીકે અંગ.
કેસરચંદન ભર્યાંરે કચોરાં,
પુજા કરૂં મેરા પ્રભુજીકે અંગ. દ૦
ધુપ ધ્યાન ઘટા અનુહદ હે,
લળી લળી શીશ નમાવત હે. દ૦
ફુલ ગુલાબકી આંગી બની હે,
હાર પહેરાવું મેરા જીનકે અંગ. દ૦
આનંદઘન પ્રભુ ચલત પંથમે,
જયોતીષ જયોત મીલાવત હે. દ૦

૮ (ડોશી તારો દીકરો.)

આબુ ગિરિરાજનાં, દેવળ વખણાય છે;
મને દેખાંલડું દેખીલડું થાય છે. આબુ.
સંસાર ઉપાધી મુને ગમતીરે નથી;
દેવળમાં દિલ તણાય છે. આબુ.
દેરાણી જેઠાંણીના ગોખલાદિકની;
કોરણી અજબ ગણાય છે. આબુ.
આદિનાથ નેમીનાથ તણા બે;
દુનિયામાં દેરાં પંકાય છે. આબુ.
એવાં મંદીરના દર્શન કરતાં;
પાપ પાતાળે જાય છે. આબુ.
ત્રિજીવાર ઈહાં યાત્રા કરીને;
"હંસ" આનંદ અતિ પાય છે. આબુ.

૯ (પ્રીયા મુજ પ્રાણ છો.)

અનંત જીન હું નમું વારી વારી;
આંગી સોહે આજ વાઃ તારી તારી.

(સાખી.)

મસ્તકપર હીરે જડયો, મુગટ મન હરનાર;
કુંડલ કાને કનકના, કંઠે મુકતા હાર;

અતિ છે રંગીલી જો એ વધે હર્ષ વેલી,
ઝવેરાતથી ભરેલી. * * *
ખેચ્યું મમ ચિત્ત તેં વારી વારી;
થયો રાજી નિરખી છબી તારી તારી.

(સાખી)

બાલતિલક હીરે જડયું, બાજુ સુંદર બાંહ્ય.
હેમ કડાં કર દેખીને, આનંદ ઉર ન માય.
બીજોરૂં કર ધારી, મનોહર છબી તારી,
ઉરે સ્તુતિ હ્યો સ્વિકારી. * * *

૧૦ (દેખ્યા ભાઇ.)

પ્રભુ તમો મહાવીર સ્વામી, હો પ્રભુ૦
ત્રીસલા માતાના જાયા દીલમાં ધારીયે;
વંદીએ સૌ શીરજનામી, હો વંદી૦
દર્શન આપી આપ અમોને તારીયે.
કર્મોબહુ બાંધ્યા સહુ, પ્રભુ હવે હું શું કહું;
નથી રહેવા માટે ઠામ,
જીનજી કહો હવે હું કયાં રહું. પ્રભુ.
પ્રભુજી શરણુ તું આપને,
નથી શરણુ અમારે કો તણું;

તું માર કે તું તાર પ્રભુજી,
નામ તોરૂં મુખ ભણું. પ્રભુ.

૧૧

આજ શ્રાવણ માસ સખીરી,
પવન બાજતાં સનનનનન.
ચિહું તરફસે ઘટાજ ઉમતિ,
ઇંદ્ર ગાજતાં ગનનનનન.
બડીબુંજ બરખાંકી વરસે,
વિજળી કડકે કનનનનન.
પિયુ પિયુકર પંપૈયાં બોલે,
ઝરણાં ઝરે અબ ઝનનનનન.
નેમ પ્રિયા ગીરનાર સીધાયે,
ચેન નહીં અબ ચનનનનન.
તજીહાર સૃંગાર સખીએ,
લેઉ સંજમ પનનનનન.
પિયુ પહેલીજા મોક્ષ મંડળમાં,
સંપતિ પાઇ સનનનનન.
દ્વિકર જોડી લઘુ આય સભા,
ગુણ ગાવે અબ ગનનનનન.

૧૨ (વટ સાવીત્રી વ્રત.)

ચાલો ચાલો ચતુર નર આજ,
જીન મુખ જોવાને;
નમું તારણ તરણ જહાજ, ભવદુઃખ ખોવાને.
જપી જાપ સદા જીનરાજ, અઘમળ ધોવાને;
એક કરીએ નિર્મળ કાજ, શિવ વધુ મોʼવાને.
વિધિ સહીત સ્વામી સેવીએ સદા,
માગીએ છે મંગળ મહારાજરે;
અમને સંસાર સિંધુ તાત તારીએ.
આશરો અમોને પ્રભુ એક આપનો,
કરીએ સર્વજ્ઞ સુપસાયરે. અમને.
મૃગમદ કેસર ચંદન ચોળી,
અમર વરધન સારને ઘોળી;
પુજે શ્રી લઘુ આદ્ય ટોળી,
તન મન વચન સુધારી.
જાસુદ ફુલ અમુલ્ય ચઢાવે,
શિવ સુત કેશવ શિશ નમાવે;
સુખકર સેવા બજાવે, તન મન વચન સુધારી.

---

૧૩ (પામ્યો પામ્યો પદમણી.)

ભેટયા ભેટયા મલ્લિજીન સ્વામિ
હો મારી સફળ થઇ જીંદગાની.
મુર્તિ અતિશય છે મનોહારી,
ચિનડાનેઓ ચોંકાવનારી,
દર્શન કરે સૌ જન ભાવી હો. મારી.
ભોયણપુરમાં તે બિરાજે,
જેની કીર્તિ જગમાં ગાજે;
નમે દેશ વિદેશથી આવી હો. મારી.
દર પુનમે બહુ જન આવે,
ગુણ ગાયે ઉલટથી ભાવે,
રૂડી રૂડી આંગીઓ રચાવી હો. મારી.

૧૪ (બીબીજાન.)

જૈનીભાઇ દીલે વીચારો,
ઉરે ધારો, મલ્લીજીન પ્યારો. હાં.
દર્શન કરવા ચાલો સૌ,
તમે અમારી સાથ;
ભોયણપુરમાં પ્રગટયા પોતે,
પ્રીતે મલ્લીનાથ. જૈ૦

કુકવાવવાળા જૈનીઓએ,
દીલમાં ધાર્યું એમ;
ભોયણપુરમાં જાવા ન દઇએ,
પછી પ્રભુજીની રે'મ. જૈ૦
બેલ વીનાના રથમાં,
પધરાવ્યા જીનરાય;
રથ ચાલ્યો ભોયણપુર સામો,
લધુ આધ સભા ગુણ ગાય. જૈ૦

૧૫ (છોડી બામનકી.)

જીન પુજનકુ (૨) પ્રેમે ભવિજન ચાલોરે.
હૈયે હુ તો હામ ધરીને, જીન પુજનકું જાવું;
કેસર ચંદન અત્તર ઢોળી,
પાપ પદળ ખમાવું. જીન.
પ્રેમે પુજા પુરી કરતાં, શીવસુખ લેવા જાચું;
શાંતિનાથ કે મંદિર માંહે, થૈથૈથૈથૈ નાચું. જીન.
અંતરયામી બહુ ગુણગામી,
છો જગતના સ્વામી;
વંદન વારંવાર કરે છે,
લધુ આધ શીરનામી. જીન.

૧૬ (સરવ રાખીયોને દઉં.)

વીર જીનેશ્વર વદન વિધુ, ભવી કુમુદ નિહાળી;
અધિક આનંદિત થાય સદા,
સમકીત અજુઆળી.
મણી માણુક હીરલે જડ્યોરે લોલ,
સોવન મુગટ માથે ચડ્યોરે લોલ;
કાને કુંડળ બાંહે બેરખાંરે લોલ,
નંગ જડયાં માંહિ નવ લખાંરે લોલ.
મનોહર મુક્તાફળના હાર,
હઇડે હસી રહ્યારે લોલ;
જે ભવ જળધી તારણહારના,
દીલડે વશી રહ્યારે લોલ.

(સાખી.)

ચૌદ રાજમાં ચાંદની, પ્રસારી રહી જીનરાજ;
શીતળ સુખકર સર્વના, કરતી વંછીત કાજ.
રાગ દ્વેષ વેરી નવ નડેરે લોલ,
વેગળી ઉભી કુમતી રૈડેરે લોલ;
ભવ્ય નહીં ભુલા પડેરે લોલ,
શીવ શહેરના રસ્તો જડેરે લોલ.

(સાખી.)

જગજીવન જગનાથનું,જગત ગુરૂ જગ તાત;
ત્રિવિધી તાપ ટાળકતમે,શીવસુખ કર શાક્ષાત.
સમકીત લક્ષ્મી નીત સચવાયે,
નહીં કોઇ લુંટશેરે લોલ;
પ્રભુ મુખ ચંદ્ર પ્રકાસ પસાય,
નહીં કોઇ ફુટશેરે લોલ.
શીવસુત કેશવને, લઘુ આદ્ય મંડળી વળી;
પ્રભુપદ પંકજને, પ્રણમે લળી લળી. વીર.

૧૭ ( દશા આ શી થઇ મારી. )

સુણાને નેમ અરજ મારી, (૨)
નમું હું નાથ મોરારી.

(સાખી.)

શું ઉર સંગ વિચારીને,આવ્યા વિવાહ કાજ;
તરશાવો તરછોડી શું,હે મમ પ્રિતમ આજ.
દયા લાવો, દિલે મારી,
ગયા કેમ નાથ તજી નારી.

(સાખી.)

હાલ કહો મુજ દેહનો, જઇને પ્રિતમ પાસ;

સમજાવો મુજ શ્યામને, કર્યો ગિરનારે વાસ,
આણો અહિંઆં, દયા ધારી,
ભેટાવો પ્રભુને પ્યારી.

(સાખી.)

જો નહીં આવે નાથ તો, છોડું હું ઘરબાર;
અલંકાર અળગા કરી, લેઉ સંજમ ભાર;
અથિર સંસાર, ધિઃકારી,
મળુ જઇ મુજ પ્રીયકારી.

(સાખી.)

માત પિતાને છોડીને,સંજમ લેઉ પીઉ પાસ,
તપ ક્રિયા શુદ્ધ પાળીને,તજુ મોહ માયા ફાસ.
કરૂં મુંજ શોકય, શીવ નારી,
જઉ પીયુ પાસ હરખ ધારી.

૧૮ (ચંદારે બીના.)

વખત વરતીજા જીવ વેપારી,
ખરી ખરીદની કર તૈયારી. ટેક.
રામા ટામા મુકી ભાઇ વેગે કર વકરો,
બીઠ પછીથી રે સોદાગર આવી ન મળ-
નારી. વખત૦ ૧

નર ભવ નગર સમો નહીં મળશે બીજો
કોઇ બજાર,
લાખો લોકો થયા લખપતી ભટકતા હતા
જે ભીખારી. વખત૦ ૨
ત્રિભુવન હિતકારી જિન શેઠની સલાહ
શુભ લીજે,
દલાલ દર્શન જ્ઞાન ચારિત્રની કર મિત્રા-
ચારી. વખત૦ ૩
ચાર ગતિની ચોપાટી પર સેહેલ રખે ચઢતો,
પાપ ચોકમાં પગ નવ ધરતો વેગ વિ-
ચારી. વખત૦ ૪
વેચી સાટી વિવિધ તરેહનાંઝટપટકરીયાણું
નવીન પુન્યનો સોદો કરતાં બોલાશે બ-
લીહારી. વખત૦ ૫

૧૯ (નમું પદ ગીરજા પતીને.)

નમું પદ પ્રભૂ સુમતીને
શશિસમ શોભે છે મુખ સારૂં,
એકજ શરણ તમારૂં;
પ્રેમ ધરી દયા નિધી કાપો કુમતીને,

મેઘરાયના નંદ, ટાળો ભવો ભવ ફંદ,
મતિ મારી છે મંદ, છોજી આનંદ કંદ,
તોડે કર્મના બંધ,
નૃત્ય કળા કરી જૈન બાળકો,
નમે છે શેવક સંગે. પ્રેમ૦ નમું૦

૨૦ (રે ના બોલો.)

કરી સુદ્રષ્ટી સ્વામી આજ,
મુક્તિનું સુખ માગું—કરી.
સંસાર સમુદ્ર અપાર, તારોને તારણહાર;
કરી કર્મ રિપુ સંહાર. (૨) રે. સું.

(સાખી.)

નિશદિન શ્રીજીનરાજની, જપેદાસ જપમાળ;
ટાળી ભવ જંજાળ આ, દિજે દરસ દયાળ. સું.
છોશિવવધુના ભરથાર, શિવસુતકેશવઆધાર;
માહાવીર મંડળી સુખકાર. (૨) રે. સું.

૨૧ ( ચોવન ખીલ્યું આવ્યા છે. )

માવિર મારી અરજ તમે ઊર ધરો,
પ્રભુ મેહેર કરો;
દિલે દયા ધરો, ભક્ત દુઃખ હરો, માવિર.

આઠ રીપૂ અમારા કૃપા કરી હણો,
ભય અઢાર તેરને ચાર તણો, દેહ દુર કરો,
માનો બોલ ખરો, મા૦વિર.
કાઢો કુટીલતાને તેની બાંહ્ય ધરી,
ચાઊં સૂખી થવા સુમતિ સંગ કરી;
ભક્તિ ઉર ધરો, પાપ મુજ હરો, મા૦વિર.
ભવ સાગરથી ડુબતાં, બાહર કરો;
મોક્ષ મારગ બતાવી આશ પુરી કરો;
આશારો આપનો ખરો, અરજ ઊર ધરો. મા૦

---

૨૨ (પુનમ ચાંદની.)

સુંદર આંગીની રચના રચી અહીંરે,
શોભે ભિડભંજન દરબાર;
હેતે નમન કરો સૌ સંગે મળી આપણે રે.
માથે મુગટ સોનાનો હીરે જડયોરે;
માંહે લટકે છે પાના કેરી લાલ. હેતે.

(સાખી)

શ્રીફલ મુકયું કર વિષે, શોભાનો નહિં પાર;
બાજુબંધને બેરખા, કંકણ હાલ ઉતાર.

જાસુદ ફુલના ગુંથેલા ગજરા સોભતારે,
ચંપો મોઘરોને ડમરો ચારે પાસ. હેતે.

(સાખી.)

માણેક પાનાં મોતીથી, મુગટ જડયો વિસાલ;
કુંડલ કાને ઝળકતાં, ચંદન ચરચ્યું ભાલ.
કેવી કેસર કસ્તુરીની મેંકેછે રે,
કેવા ભમરા કરેછે ગુંજાર. હેતે.

(સાખી.)

ગુલાબજલનાં છાંટણાં, અત્તરનો ઉપચાર;
મોતી માળા ઉર વિષે, વળી ફુલનકો હાર.
તેની શોભા મુખે જાય નહિ વર્ણવીરે,
ગાય ગુણ તે તો પામે ભવપાર. હેતે.

(સાખી.)

વંદો પ્રભુને ભાવથી, સ્તવો તમે જીનરાજ;
ખેડા"જૈનોદય"મંડળી,શીશ નમાવીઆજ.સું૦

૨૩ ( આવત મોરારી. )

જાયે આ જવાનીરે,
ભાઇરે કહે કોણ તને, કાળ જાય, બાળબાળ,
ભમત રમત ભુંડા. જાયે.

સમજ સમજ તજ જંજાળ, ભજ પ્રભુજી
શ્રી કૃપાળ; ટાળી કર્મ કુડાં. ભાઇરે.
તન જન ધન આ દમામ,
તજી જવું છે રે તમામ;
નવીન ધામ રૂડા. ભાઇરે.

૨૪ (ચંદ્ર વખત શો આવીયો.)

વિર વિષય નિવારીયે,
ગુણ નિધિ અમ જે ઉગારીએ,
કરી પાપ હું અપાર, બહુ ભવ દવ મોઝાર;
નેહ નજરથી ઠારીએ, પ્રભુ મારા નેહ૦
કૃપા કરી કૃપાનાથ, હેતે ઝાલો હવે હાથ;
ત્રાતા ભવોદધી તારીએ, શેવકને ત્રાતા૦
ક્રુર શત્રુ છે કસાય, જરી વેગળા ન જાય;
સ્વામીજી એ જે સંહારીયે, વહાલા મારા સ્વા.
સૌ દેવ શીરતાજ, આપો અવીચળ રાજ,
અરજી જીનવરજી સ્વીકારીયે, ચાકરની અરજી.
નિત માહાવીર સમાજ, નમે શીવ સુખકાજ;
શીવ સુત કેશર ઉગારીયે, દયાનિધી શીવ૦

૨૫ (હુઠમત.)

આળસ તજી જગનાથના મંદીર મહીજા.
સુંદર ગીત ગા,
રાગ અલાપ કરી અતિ અદ્ભૂત.
નીસારીરીસાસાનીધપમગરીસા. આ૦ ૧
કીડ કીડ કીડ ત્રક ધગન તરકીટથા,
ફરે નવીન રવિ ચિત ઉદય પ્રકાશ. આ૦ ૨

૨૬ (થયાછોરે પતી.)

ગયાછોરે નેમ પ્રભુ છોડી લલના,
ધાયા પશુ જીવ વારે.
તારી તમારી રાજુલ નારી,
સુભ સતી મહાભાગ્ય,
કેડ લીધી, નહીં બીધી,
ચાલી સીધી, કીધી વીધી,
પ્રભુ તે વખતે તમે ચીત્તમાં ધારી,
ઉતારી પારે. ગયા.
અનેક જીવો તાર્યા પ્રભુજી,
મહેર કરી દીલ માંય;
પ્રભુ તારો, દીલ ધારો,

નથી આરો, એક મારો,
આ ભવી જીવે ભર્યું પાપ નીત્ય,
તેને પ્રભુ તુહી તારે. ગયા.
નેમીજીન તોરે શરણુ આયો,
પ્રભુ ગ્રહોને હાથ;
માફ માગે, દુઃખ ભાગે,
સુખ લાગે, તુજ આગે,
પ્રભુ દીનદાસ આ અરજ કરે છે,
મન થકી સ્વીકારો. ગયા.

૨૭ (સનનન સોહે.)

છનનન નાચું દે ઝુંમ ઝુંમ તાળ,
પ્યારે મેરે પ્રભુજીપે વારીવારી જાઉં. છનનન.
એકલો અલબેલી સોહે અંગોપે આંગી,
દુજે મુગટ હે મોતીકા વીશાળ;
ત્રીજે ફુલોકી બેઠક બનીહે,
ખુશખુશ થાઉં નાન મુખડા નિહાળ. છનનન.
પાપ હઠાવે પ્રભુ પેખનકું જાવે,
ઝેરી જગતકી છોડી જંજાળ;

મંગળ રંગ એહી અંગમાં વાધે,
શાંતી સંઘમાં સ્થાપે વીશાળ. છનનન.

૨૮ (જપતી પ્રીતમની.)

મનહર મહાવીર ગુણ મણી માળ,
સુર્તિ મોહનવેલી;
વરિયા શીવ રમણી વેલી, અહા અલબેલી,
પામ્યા પરમાતમ પદવી એમ પહેલી.

(સાખી.)

સંસારી સુખ અનુભવ્યાં, નાથ અમારી સાથ;
ફરી ઉતાવળ એકલા, કેમ તર્યા ભવ પાથ.
અમને મન મોહન મેલી, ખેલ તું ખેલી. પા૦

(સાખી.)

અંતર નિરંતર સદા, જાપ જપુ જીનરાજ;
ચરણ કમળની ચાકરી, અનુચર માગે આજ.
કરીએ કૃપાળું દ્રષ્ટિ, પ્રેમ ભરેલી, પામ્યા.

(સાખી.)

કહન થતાં ભવ દવ વિશે, ઉગારો અરિહંત;
કર જોડી વીનતી કરૂં, આપો સુખ અનંત.
શિવ સુત કેશવના બેલી, પાપને ઠેલી. પા૦

૨૯ ( કેરબો. )

ગાવો ગાવોને ગુણ શાંતી તણારે,
શાંતી તણારે, શાંતી તણારે. ગાવો૦
મનહર મુર્તી લાગે પ્યારી, દેખી આનંદ થાઉં;
દર્શન કરવાપ્રિતેહું તો, જીનમંદીરમે જાઉં. ગા૦
ભકિત તારી દુઃખ હરીને, સુખ કરનારી દેવ;
કહોને એવા શાંતીજીનની, કેમમુકીએ શેવ. ગા૦

૩૦ (પ્રભુ તારી.)

જીવ તારી ગતિ શી થનારી જરી,
જો વિચારી ફરી. જીવ૦
લખ ચોરાશી ભવની ભૂલવણી,
જાવું જીવ પસાર કરી. જીવ૦ ૧
પંથ સરળ પામ્યો કંઇ કાળે,
જાતો આડો રખે નીસરી. જીવ૦ ૨
માનવ ભવ એ મધ્યબિંદુ છે,
બાઇ જાતો રખે તું ભુલી. જીવ૦ ૩
રાખો સરત આ ધર્મ ધજાની,
ઊંધે પંથે ન જા ઉતરી. જીવ૦ ૪

નવીન પ્રબોધક જીનવર જેવો,
ચેતન મળવો નથીરે ફરી. જીવ૦ ૫

૩૧ (કેરબો.)

પ્રભુ ભજલે મેરા દીલ રાજીરે. પ્રભુ૦
આઠ પોહોરકી ચોસઠ ઘડીયાં;
દો ઘડીયાં જીન સાજી. મેરા૦ પ્રભુ૦
દાન પુણ્ય કછુ ધર્મક કરલે;
મોહ માયાકું ત્યાગી. મેરા૦ પ્રભુ૦
આનંદઘન કહે સમજ સમજલે;
આખર ખોવેગા બાજી. મેરા૦ પ્રભુ૦

૩૨

( સિદ્ધાચળ સીખરે. )

જયજય જીનવર જગહીતકાર;
નમન કરે નીત્ય સુર નરનાર.
ત્રીસલાનંદન શીવસુખકંદ;
ભજતાં ફેદાને ભવફંદ.
અજરામર સીવ સુખની આસ;
રમીએ પ્રભુજી આગળ રાસ.
કરીએ કરૂણાકૃપા નિધાન;

ભવ અરણ્ય તારો ભગવાન.
ધીધીકીટ ધીધીકીટ તનનંન તોમ;
થીગડતા થીગડતા થેઇથેઇ થોમ.
વાગે વાધ્ય વિવિધ પ્રકાર;
ઘમઘમ ઘુઘરનો ઘમકાર.
રાવણ મંદોદરી સમાન;
નૃત્ય કરી કરીએ ગુણગાન.
જપતાં જન્માદિક દુઃખ જાય;
શીવ સુત કેશવ પ્રણમે પાય.

૩૩ ( વટ સાવીત્રી વૃત. )

શ્રી સીદ્ધગીરી જીન આજ ઉરમાં ધરીએરે,
સૌ સંગે મળીને સાથ વંદણા કરીએરે;
શ્રી રૂષભદેવ મહારાજ મારૂદેવી જાયારે,
છે આનંદનો દીન આજ દર્શન પાયારે.
શેવા સૌ સંગે મળી કરીએ હમો.
જીનજી અમોને તું તાર રે;
પાપો અમારાં સૌ નિવારશો તમો,
વિનિતા ભૂમીમાં પ્રભુ જનમાંયા તમો.
પિતા નાભીરાયા કેહુવાયરે,

પાપો અમારાં સૌ નિવારશો તમો;
શ્રી સીદ્ધગીરીમાં પ્રભુજી બિરાજે,
ગુણ ગાવા પામ્યા છીએ આજે.
દુઃખ દારિદ્ર ભાજેરે, પ્રભુ નામ જપતાં,
પ્રભુ આપો અમોને ક્ષમા તમે તો;
ભારે કર્મિ સૌછીએ હમે તો;
લઘુ આદ્ય સભા એમ ગાયરે,
પ્રભુ નામ જપતાં. શ્રી સીદ્ધગીરી.

૩૪ ( ડરમાં તું દીલ સાથ. )

તમે છો પ્રભુ તારણહાર અજીતજીન છો પ્રભુ૦
તમે વરીયા શીવ સુખનાર અજીતજીન છો પ્રભુ૦
આંગી રચાવું ફુલ ચઢાવું,
કેસર કીચ કરી રંગ લાવું,
ભાવ ધરી ભલી ભક્તિ હું ભાવું;
ગુણ જીનેશ્વરના નીત્ય ગાવું,
નેહ નજર કરી શીવ સુખ પાવું,
( આ સંસાર રૂપી સમુદ્રમાં ડુબું છું માટે મને તારો.)
મને કોનો છે આધાર. પ્રભુ૦ અજીત૦
અંતરજામી જગ વીશરામી,

શેત્રકદ્વાર ખડો શીરનામી,
આશાપુરે મન મોહન સ્વામી,
કેમ નીરાશ કરો શીવગામી,
લઘુ આદ્ય વદે ગુણધામી,
( તમે શા માટે વાર લગાડો છો જલદી કરો. )
નમું પ્રીતે વાર હજાર. પ્રભુ૦ અજીત૦

ઉપ (બેની મારી સયૈં વિલાસી.)

પ્રભુ તુજ મુરતી પ્યારી, દુઃખ હરનારી;
ને સુખકારી, છે—જ. તું.
વિશ્વ વિલાશી, ને અવિનાસી;
આ અર્જ ઉચારૂં, સુખ દે—જ. તું.
તેં વિભુ તાર્યા, કેક જનોને;
જેથી ગુણ ગાઊં, જીનરા—જ. હું.
ગુણજ ગાઊં, આનંદ પાઊં;
ભાવે આવું પ્યારા, શીવકા—જ. હું.
દયાળુ દાતા દે સુખ શાતા;
ભવોદધિ ફેરા, જીન ટાળ—તું.
જૈન સભાની, સગે મળીને;
શીવપૂર માગું; વિરપા—ળ. હું.

૩૬ (છંદડો.)

પ્રાણી મારૂં મારૂં તું શું કરે રે,
તલભાર નથી તુંજનુંજ કાંઇ જીવડા;
ભજી લેને મહાવીરના નામને રે,
તેથી તરીસ આ સંસાર તુજ જીવડા.

(સાખી.)

લટપટ ખટપટ છોડીને,
સ્તવજે શ્રી જીનરાજ;
જીન નામ જપવા થકી,
તારૂ સૌ સુધરશે આજથી રે. તેથી૦

(સાખી.)

અમપર હે જીનરાજજી,
કરો કરૂણા જગનાથ;
લઘુ આદ્ય મંડળી મન થકી,
વંદે છે વારંવારથી રે. તે૦ પ્રા૦

૩૭

ચાલોને પ્રીતમજી પ્યારા શેત્રુંજય જઇએ;
શેત્રુંજય જઇએ ચાલો૦ એ આંકણી.
શું સંસારે રહ્યાછો મુજી, દિન દિન તન છીજે;

આડ આભની છાયા સરખી,
પોતાની કીજે. ચા૦ ૧
જે કરવું તે પેલાં કીજે, કાલે શી વાતો;
અણચિંતવીઆં આવી પડશે,
સબળાની લાતો. ચા૦ ૨
ચતુરાઇ શું ચિત્તમાં ચેતી; હાથે તે સાથે;
મરણ તણા નીશાણ મોટાં,
ગાજે છે માથે. ચા૦ ૩
માતા મરૂદેવા નંદન નીરખી, ભવ સફળો કીજે;
દાનવિજે સાહેબની શેવા,
એ સઘળી લીજે. ચા૦ ૪

૩૮ (જોબનના રંગમાં જુલે.)

આ અરજી અર જીનવરજી. (૨)
આમ તારો ગરીબ નિવાજ,
બિરૂદ તુજ રાજ સહાયતા કરજી. આ૦
ચાર ગતિમાં લાખ ચોર્યાશી,
યોની દુઃખની ખાણ,
કાળ અનાદી ભવ અટવીમાં,
ભ્રમણ કર્યું ભગવાન સહાયતા કરજી. આ૦

કામ ક્રોધ મદ મોહ માનથી,
છોડાવો જગનાથ;
પામર પ્રાણી કરૂં પ્રાર્થના,
અહો સેવકને હાથ સહાયતા કરજો. આ૦
અનંત બળી પણ અબળ થયોછું;
કર્મ વિશે કીરતાર;
મહાવીર મંડળ મંગળ માગે,
પ્રભુ પદ તુજ આધાર સહાયતા કરજો. આ૦

૩૯

આજઆ સમાજ સહુ સ્તવનભણો જીનતણા;
રંગથી ઉમંગ સંગ રાખશો નહીં મણા. આ.
રીષભ અજીત સંભવ,
અભીનંદન સુમતી તણા. આજ.
પદ્મ સુપાર્શ્વ ચંદ્રપ્રભુ.
સુવધી શીતળ હંસના, આજ.
વાસુપુજય વીમળ અનંત,
ધર્મ શાંતી કુંથના. આજ.
અરમલ્લી મુનીસુવ્રત નેમી;
નેમ પાર્શ્વ વીરના. આજ.

૪૦

મારે દીવાળીરે થઇ આજ,
જિન મુખ જોવાને;
સર્યાં સર્યાંરે શેવકનાં કાજ,
ભવ દુઃખ ખોવાને. ટેક.
મહાવીર સ્વામી મુગતે પહોત્યા,
ગૌતમ કેવળજ્ઞાનરે;
ધન અમાવાસ્યા દીવાળી મારે,
વીર પ્રભુ નિર્વાણ. જિન૦ ૧
ચારીત્ર પાળ્યા નિર્મળાને,
ટાળ્યા વિષય કષાય રે;
એવા મુનિને વંદીએ તો,
ઉતારે ભવપાર. જિન૦ ૨
બાકુળ વોર્યાં વિરજીને,
તારી ચંદન બાળારે;
કેવળ લઇ પ્રભુ મુગતે પહોંત્યા,
પામ્યા ભવનો પાર. જિન૦ ૩
એવા મુનીને વંદીએ જે,
પંચ જ્ઞાને ધરતારે;

સમવસરણુ દેઇ દેશનારે,
પ્રભુ તાર્યાં નરને નાર. જિન૦ ૪
ચોવીસમા જીનેશ્વરૂને,
મુક્તિ તણા દાતારરે;
કરજોડી કવી એમ ભણુરે,
પ્રભુ દુનીઆં ફેરો ટાળ. જિન૦ ૫

૪૧ (હૃદય સદ્‌બુદ્ધિ શું ધારી.)

વિમળજીન સુણો અરજ મારી,
કરો સા'ય તમ શેવક ધારી;
કર્યાં મેં કુકર્મા ભારી,
કૃપા કરી ટાળો મોરારી.
પરદારા પ્રીતે બહુ સેવી,
ધાર્યાં ભાય ન લગાર;
ચોરી ચાડી નિંદા કીધી,
હરખ થકી અપાર;
ડગે ડગે જુઠ વદ્યો ભારી,
ગણી નહી ભીતી મેં તારી.
કપટ કરી ભોળા ભરમાવ્યા,
કુમતિ વા'લી કીધ;

આળસ અતિશય અંગે ધારી,
ધર્મ ઉરે નવ લીધ;
દશા શી થશે હવે મારી,
ગયો નરભવ સઘળો હારી.

૪૨

જાત્રા નવાણું કરીએ વિમલગિરિ, જાત્રા૦
પુરવ નવાણું વાર સેત્રુંજ ગિરિ,
ઋષભ જિણંદ સમોસરીએ. વિ૦ ૧
કોડ સહસ ભવ પાતિક ત્રુટે,
શેત્રુંજ સામું ડગ ભરીએ. વિ૦ ૨
સાત છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા,
કરી ચઢીયે ગિરિવરીએ. વિ૦ ૩
પુંડરિક પદ જપીએ હરખે,
અધ્યવસાય શુભ ધરીએ. વિ૦ ૪
પાપી અભવ્ય ન નજરે દેખે,
હિંસક પણ ઉદ્ધરીએ. વિ૦ ૫
ભોંય સંથારો ને નારી તણો સંગ,
દૂર થકી પરહરીએ. વિ૦ ૬
સચિત્ત પરિહારિ ને એકલ આહારી,

ગુરૂ સાથે પદ ચરીએ. વિ૦ ૭
પડિક્કમણા દોય વિધિ શું કરીએ,
પાપ પડલ વિખરીએ. વિ૦ ૮
કળીકાળે એ તીરથ મોટું,
પ્રવહણ જીમ ભવ હરીએ. વિ૦ ૯
ઉત્તમ એ ગિરિવર સેવંતા,
પદ્મ કહે ભવ તરીએ. વિ૦ ૧૦

૪૩ (બહીમ પાથા ગમ.)

તું ચેત ચેત કંઇ મન, અરે તું જન,
અપાર સહ્યો, દુઃખ ભાર વહ્યો,
કર ગફલત તારી કમ;
દો દીનકા તું મેમાન, સમજ નાદાન;
ધર ધ્યાન, તજી ગુમાન,
નરભવ મલ્યો શુદ્ધ કર શાન;
કંઇ જ્ઞાન રસ તું ચાટ, તજી ઉચાટ;
જૈન ધર્મ સમ મલ્યો ધર્મ,
હવે રહી શું તુને ખાંક;
કર ભક્તિ શુદ્ધ જિનવરકી,
તજી ખટપટ મનથી જગકી;

તજ આસ કાયા પતંગી,
કહે માંગરોળ મંડળ. અરે તું જન—તું

૪૪

ડુંગર પ્યારોરે મેં મોતીડે વધાવું રે. ડું૦ટેક.
ડુંગર ફરસિત પાપ મિટતહે,
ગિરિવર નિરખિત આનંદ થાઉરે. ડું૦ ૧
કાંકરે કાંકરે સિદ્ધા અનંતા,
આદિનાથ તણા ગુણ ગાઉં રે. ડું૦ ૨
સુરજકુંડ નાહી નિરમળ થઇએ,
કરી પૂજા આંગી રચાવું રે. ડું૦ ૩
હાથીની પોળમે અરિહંતજીને દેરે,
ધરી નૈવેદ ભાવના ભાવું રે. ડું૦ ૪
નવુ કલ્યાણ કવિદીપનો શ્રાવક કહે,
શ્રદ્ધાથી સમકિત પાવું રે. ડું૦ ૫

૪૫ ( આવો આવોને સાહેલી.)

આવો આવોને સરવ મળી,
જીન ગુણ ગાવો; આવો૦
કેસર કસુંબી રંગ, અબિર ગુલાલ સંગ,
અંતરમાંહી ઉમંગ;

ધરી અતિસે પ્યાર, થઇ બહુ બાર
મંદીર દ્વાર માંહી.
આવીને વૃંદ છંદ, મધુર સૂર ચંગ,
ગાવે આનંદ કંદ;
પાવે ન ફીર ભવ જાવે. આવો૦
મળ્યું શુભ સંચિત, પૂરણ ઉદય પુન્ય,
મતિ કરો મતી શુન્ય;
થઇને આજ ઉજમાલ, ચંદન લાલ,
નંદન નાભીનાને.
પ્યારથી પુજો હુજો દિલ ન ધારો વારો
હર અપર ન્યારો;
નકી નઠારો વારો હારો. આવો૦
કુસુમ સુગંધી ફળ અમૂલ્ય અક્ષત ધરી,
કુમતાને દુર કરી;
ભરી કળસમાં ખીરને,
નવરાવી ઉપર નીરથી આ;
કેસર ધુપ દીપ ધરી નિવેદ
છેદ વિર કરમ વેદ કહવો. આવો૦

---

૪૬

મેરો પ્રભુ પારસનાથ આધાર. મેરો૦
આભવ પરભવ વંછિત પુરે,
શિવ પદકો દાતારરે. મે૦ ૧
વામાજીકો નંદન જેણે નિરખ્યો,
તે પામ્યા ભવ પારરે. મે૦ ૨
કહત શામળદેવ આશા પૂરો,
સેવકની કરો પારરે. મે૦ ૩

૪૭ (સુઘડ મન ઉલટ.)

ભવિક જન ઉમંગ અતિશય લાવીને,
શ્રી જિન મંદિર અંદર ફરતા,
ગાવે બજાવે તનનનનનન;
રૂમક ઝુમક રમતા રસીલા,
ઘુમક ઘુમક ઘુમતા છબીલા;
સનનનનનનન શોર મચાવે,
શ્રી ચિંતામણુ પાર્શ્વ રીઝાવે;
ભવ દુઃખ દળદર દુર હઠાવે,
ગાવે બજાવે તાન માન;
ધીરકટ તાના નાના "નાના"

ધીરકટ તીરકટ ધા ધા ધા. ભવિક૦ ૧

૪૮

અંતર મેલ મીટયો નહીં મનકો,
ઉપર તન કયા ધોયારે. અંતર.
શોભ શણુગાર સજીને શરીરપર,
મુખડા કાચમે જોયારે. અં૦ ૧
અગર અત્તર અબીલ અરગજા,
ગંદી દેહ સંગ મોહ્યારે. અં૦ ૨
સરસ અહાર કરી તનને પોસે,
તીરીયા પલંગપર સોયારે. અં૦ ૩
કહે જીનદાસ જે અક્ષય અમરપદ,
જબ નીરખ્યા તબ રોયારે. અં૦ ૪

૪૯ (રાજીંદર રીમઝીમ.)

તાદ્રીં દીમ દીમ તોમ તોમ
તનનન નાદારેના તાદારેના;
તનનન દરદાની,
તાદ્રીં દીમ દીમ તોમ તોમ તનનન.
દ—રે—ના-આં. તાદ્રીં.
શંભવનાથ મહારાજ

કદમમેં ગાવો બજાવો,
ધુન શું મિલાવો,
ચતરંગ સંગરંગ પ્રેમ સુનાવો;
ધાંગીર ધાંધાં તીરકીટ થા,
કતા તુના તીરકીટ થા;
કતા તુમકીટ શંભવ
જીનવર સુંદર સુખકર બહુ સુખ.
ધાં—આં—આં—આં તાદ્રીં.

૫૦

મનુપ્યારા મનુપ્યારા રૂષભદેવ, મનુ૦
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેશાર
પ્રથમ જતી વ્રતધારા. રૂ૦ ૧
નાભિરાયા મરૂદેવીકા નંદન,
જુગલા ધર્મ નીવારા. રૂ૦ ૨
કેવલ લઇ પ્રભુ મુક્તે પોહોંચ્યા,
આવા ગમન નિવારા. રૂ૦ ૩
આનંદઘન પ્રભુ ઇતની વિનતી,
આ ભવ પાર ઉતારા. રૂ૦ ૪

૫૧ (પ્યારે નવલ લાડલી.)
જિન તેરો અંગ બિરાજે ચંગ,
સિંહાસન પરિં કનક સમાન હૈ,
જડિત જવાહિર નંગ. જિન-ટેક. ૧
જ્યું ઉદયાચલ શિરપર સોહે,
સૂરજ બિંબ અભંગ;
અંબર કર પસરેહી જાકે,
દેવપ્રભુ રસરંગ. જિન૦ ૨

૫૨

કીને દેખા હમેરા સ્વામી,
સ્વામીજી અંતરજામીરે. કીને. ટેક.
આઠ ભવકી પ્રિત પ્રકાશી,
નવમે ગયા શીવગામીરે. કીને. ૧
સેસાવનકી કુંજ ગલનમે,
મળ્યા મુને અંતરજામીરે. કીને. ૨
આપ ચલે ગીરનારકે ઉપર,
નારી તારી કેવળ પામીરે. કીને. ૩
કહે નથુ પ્રભુ નેમ નગીના,
કહું હું આજ શીરનામીરે. કીને. ૪

## ૫૩ (દાતાને રાખી.)

દાદાને ભેટી તન મન ભવદુઃખ મીટા મીટા
જાનેકા પ્યાસાથા કયસા
અબ તન મન દુઃખ મીટા મીટા.જા૦દા૦
શેત્રુંજા ગિરીકો જા દેખેગા,
ભઇ મારી ચાહુ પ્યારે મીલકર;
ભેટત ભેટત શુદ્ધ ભયે
ભત્ર દુઃખ મીટા મીટા જા૦ દા૦

## ૫૪

શીગતી થાશે અમારી એ દીનાનાથ શી૦
ઇંદ્રીને કાજે હું ઘણું ધાયો,
કર્મ કીધાં બહુ ભારી. દી. શી. ૧
બે વાતે મારૂં મન લલચાયું,
એક કંચન બીજી નારી. દી. શી. ૨
દેશ દેશાંતર હું ભમી આવ્યો,
નાઠાની નથી બા'રી. દી. શી. ૩
હું હું કરતાં ગયો જન્મારો,
ભક્તિ ન જાણી તુમારી. દી. શી. ૪
ભવસાગરમાં તારો દાસ બુડે છે,

શ્રી પાર્શ્વનાથ લે તારી. હી. શી. ૫

૫૫ (આપો શ્રી આપો.)

તારોજી તારોજી મોહે સ્વામી.
પ્રભુ જય કરતા, ભવ દુઃખ હરતા,
શિવ સુખ કરતા;
દયાળ, હો કૃપાળ, હું હું બાળ,
સુખ આલ. હો તારોજી૦ ૧
આંગરોળ અંગીત, રંગીત હરખીત,
તન મન ઉલસીત;
બજાય, કેસવ આય, ગુણ ગાય,
જિનરાય. હો તારોજી૦ ૨

૫૬

બેર બેર નહીં આવે અવસર, (૨)
જ્યું જાણે તીયું કરલે ભલાઇ,
જનમ જનમ સુખ પાવે. અ૦ ૧
તનધન જોબન સબહી જુઠો,
પ્રાણ પલકમે જાવે. અ૦ ૨
તન છુટે ધન કોણ કામકો,
કાયકુ કૃપણ કહાવે. અ૦ ૩

જાકે દીલમે સાચ બસતહે,
તાકુ જુઠ ન ભાવે. આ૦ ૪
આનંદઘન પ્રભુ ચલત પંથમે,
સમર સમર ગુણ ગાવે. આ૦ ૫

૫૭ (કોઇ હુલ કહો.)

પ્રભુ તુંહિં તુંહિં તુંહિં;
મેરો જન્મ ગયો યુંહિં. ટેક.
કાલ અનંતા ભવમેં ભટક્યો,
મીલે નહિં ભગવાન;
અબતો દેખ્યા મેં કેવલ જ્ઞાન,
અરજ મેરી માન ધરત હું ધ્યાન. ૧
ઇતને દિનતો નહિં પીછાન્યો,
ભુલ્યો મિથ્યાત્વે ભાન;
અબતો પાયો સમકિત પાન,
આયો અબ જ્ઞાન અરે દિલજાન. ૨
સુંદર મંદર ક્યા કરૂં ધનકું,
ક્યા કરૂં ખાનરૂં પાન;
મેરે એક તુંહિ ભગવાન,
કહો મેરા માન કરૂં ગુનગાન, પ્રભુ, ૩

માંગરોલ જૈન ગાયન મંડળીકા,
એક તેરેપર ધ્યાન;
અબતો દીજે અક્ષય જ્ઞાન,
મીલે મુજ માન એહિ તુજ દાન. ૪

૫૮

સમત શીખર ચાલો જઇએ,મોરી સજની.સ૦
દેશ દેશકે જાત્રા આવે,
અતિસુખઅતિસુખચાહીએ,મોરીસજની.સ૦
વીસે ટુંકે વીસ જીનેશ્વર,
વંદીને પાવન થઇએ મોરી સજની.સ૦ ૨
મન વચ કાયા પ્રદક્ષણા દેકર,
મુક્તિ પદમ પદ પાઇએ મોરી સજની. સ૦૩

૫૯ (હાં ઇધર ઉધર.)

હાં, ડીગર ચલત, નેમ નિરંજન;
રાજુલ બ્યાહુલ આયારે. બ્યા-હાં-ટેક.
રાજુલ મન, હરખ ભઇ;
સામરો નીહાર્યોરે હાં નીહાર્યોરે.
તબ તોરનસે રથ, ફીર ચલાયા;
પશુને સોર સુનાયારે. સોર-હાં૦ ૧

આઠ ભવકી, પ્રીત જાની;
નવમે ભવ આયારે. ભવ આયારે.
કયું હમકું છોડી શ્યામ સલુણા;
ગિરિ વરે સધાયારે. હાં સધાયારે-હાં૦ ૨
માંગરોલ જૈન સંગીત મંડળી,
હર્ષસે ગુણ ગાયારે. ગુણ ગાયારે.
હાં કેસવપે, કૃપા કરો સ્વામી;
શરણ તોરે આયારે. તોરે આયારે-હાં૦ ૩

૬૦

ભલાજી મેરો નેમ ચલો ગીરનાર,
એકલી જાનસે. મેરો૦
રાજુલ ઉભી અરજ કરેછે,
ભલાજી મેરી અરજ
સુનો મહારાજ. એ૦ મે૦ ૧
તોરણ આએ ચલે રથ ફેરી,
ભલાજી ઉવાંતો પસુવનકી
સુણી છે પોકાર. એ૦ મે૦ ૨
સેસાવનકી કુંજ ગલનમે,
ભલાજી વાંતો

પંચમહાવ્રત ધાર. એ૦ મે૦ ૩
હરખચંદ પ્રભુ રાજુલ વિનવે,
ભલાજી મેરા
હજો મુક્તિ મે વાસ. એ૦ મે૦ ૪

૬૧ (હીલ મીલ ફમઝુમ.)

પલપલ છિનછિન ભજો જીનનામ,
ગાવના ભાવના નિશદિન
આ વાર લયસ્વર ધારી;
આદરણા મનહરણા જીનશરણા,
જાણકે ગુણકારી-નામ-પલપલ.
મારકે કામકા પરવિભાવકા,
તજત દમત તન વિકાર,
ધરીશ દિલમેં કાનમેં સુનકે;
વચન કથન સુત્રકાર-
અર્હત્ દર્શન દુર્લભ મિલના દુર્ગત
ભટત નરભવ્ મિજા-નામ-પલપલ.

૬૨

કુંમકુંમને પગલે પધારો રાજ, કુંમ૦
સંસાર છોડી સંજમ આદરવા,

દાન દીધાં ઢગલે. પ૦ ૧

સીવીકા દેવી સહેસ પુરૂષશે,

પ્રભુ બેસી ફરે સઘળે. પ૦ ૨

વન જઇ પ્રભુ દીક્ષા લીની,

ઉપજે જ્ઞાન ચોથું ડગલે. પ૦ ૩

કરમ ખપાવી કેવળ લીધું,

મોક્ષે પોહોંત્યા તેતો એક મજલે. પ૦ ૪

નથુ કલ્યાણ કહે ચેતનને,

તું તો એવા પ્રભુ ભજલે. પ૦ ૫

૬૩ ( કેરબો-જા દેખ ચમન. )

શું આગી અજબ આ મન માની!

જુઓની જુઓની,

પાપ ધુઓની ધુઓની,

દુ:ખ ખુઓની ખુઓની;

શીદ સુઓની સુઓની,

નથી ગઇ વખત મળવાની-આ મન૦

૬૪

ખતરાં દુર કરના દુર કરના,

એક ધ્યાન પ્રભુકા ધરના. ખતરાં.

જબલગ પાંચો નીર્મળ કરના,
તબલગ જીન અનુસરના. ખ૦ ૧
ક્રોધ માન માયા પરીહરના,
સમકિત સુખ વરના. ખ૦ ૨
ધન કંચનકું કહો ક્યા કરના,
આખર એક દીન મરના. ખ૦ ૩
જ્ઞાન ઉદ્યોત પ્રભુ પાએ પરના,
શીવ સુંદરવર વરના. ખ૦ ૪

૬૫ (કહીં દેખાભી યારો.)

જપું જપું જીનરાજ નામ જન્મો જનમ;
જન્મો જનમ નાન જન્મો જનમ. જપું૦
મેને હૃદય મેં ઇસકા ઠીકાના,
ઇસે શોભત મેરા સરા બદન, જ૦
મેરે મુખમેં એહી રમત હય,
જીનરાજ જીનરાજ કરત કથન. જ૦

૬૬ (હમકુ છાંડ ચલે.)

આજ આનંદ ભયો મોહે સજની,
સમેત શિખર નયણું નિરખ્યો;
ભાવ અપૂરવ ભયો મોહે પૂરણ,

મનવચકાયહિયે હરખ્યો. આ. ૧
વીસ ટુંકે વીસ જીનેશ્વર,
અગુરૂ લઘુ ગુણ એ ફરસ્યો;
પુરૂષાદાની પાસ સામળીયા,
નિરખતનયન અમીવરસ્યો. આ. ૨
લાલ ગુલાલ અબીર ઉડાવો,
કેસર રંગ બન્યો સરખો;
તાલ મૃદંગ વેણુ ડફ બાજંત હે,
મધુર ધ્વનિગાવો હરખો. આ. ૩
ઝાડ પાડ નદી ખલકે નિઝરણાં,
કોયલ શબ્દ કરે વૃક્ષો;
વિવિધ જાતી કે પુષ્પવિકસીયાં,
પૂરવ પુણ્યસેં એ પેખ્યો. આ. ૪
સંવત ઓગણીસ સડત્રીસ વર્ષે,
ફાગણ સુદી પંચમી પરખ્યો;
શિખર ગિરિવર દરિસન પાયો,
મયાવિજય મન અતિ હરખ્યો. આ. ૫

૬૭ (પ્યારા ભાઇ વધાવું રે.)

વાંસુપુજ્ય વધાવું રે,

કેસર ચંદન અક્ષત સાથે
લેવા શીવ સુખ લ્હાણુ-વાસુ.
આપો આત્મ જ્ઞાન,
કાપો તાપો સ્વામીજી સુજાણુ;
શીર નમાવુંરે-ખુશી થાઉંરે-કેસર૦ વાસુ.

૬૮

વિમલાચળ વિમલા પ્રાણી,
સીતળ તરૂ છાયા ઠરાણી;
રસ વેધક કંચન ખાંણી,
કહે ઇંદ્ર સુણો ઇંદ્રાણી.
સનેહી સંત એ ગેરી સેવો,
ચૌદ ખેત્રમાં તિરથ નહીં એવો. સ૦
પદ્દરી પાળી ઉલસીએ,
છઠ્ઠ અઠ્ઠમ કાયા કશીએ;
મોહ મલ્લના સામા ધશીએ,
વિમલાચલ વેગે વશીએ. સ૦
અન્ય થાનક કર્મ જે કરીએ,
તેહીમ ગેરી હેઠા હરીએ;
પાછલ પરદક્ષણા ફરીએ,

ભવજલ નિધિ હેલા તરીએ. સ૦
શિવ મંદિર ચડવા કાજે,
સોપાનની પંક્તિ બિરાજે;
ચડતાં સમકિતિ છાજે,
દુરભવ્યા ભવ્ય તે લાજે. સ૦
પાંડવ પમુહા કેઇ સંતા,
આદેશ્વર ધ્યાન ધરંતા;
પરમાતમ ભાવ ભજંતા,
સિદ્ધાચળ સિદ્ધ અનંતા. સ૦
ષડ માસી ધ્યાન ધરાવે,
સુક રાજાનું રાજ નિપાવે;
બહીરંતર શત્રુ હરાવે,
શેત્રુંજો નામ ધરાવે. સ૦
પ્રાણી ધ્યાન ભજો ગેરી સાચો,
તિર્થંકર નામ નહીં કાચો;
મોહરાયને લાગે તમાચો,
શુભવીર વિમલગીરી સાચો. સ૦

૬૯ (કયા સોહાએ રંગ.)

કેવો શોભે છે અજબ આંગીનો રંગ,

આહા એતો મન કરે છે મારૂ ડંગ. કેવો૦
મુગટ માંહી મોતી પુર્યા છે,
રંગી બેરંગી ચળકે છે ગોરા નંગ. કેવો૦
કાને કુંડળ હાથોમાં શ્રીફળ,
જોઇ જીગરમાં ઝામે ઉમંગ રંગ. કેવો૦
ચીંતા ચુરે આશા પુરે,
ઠરે ચીંતામણી દર્શનથી "નાન" મન. કેવો૦

૭૦

વંદો વીર જિનેશ્વર રાયા,
ત્રિસલા દેવી જાયારે;
હરી લંછન કંચન સમ કાયા,
અમર વધુ હુલરાયારે. વં૦ ૧
બાલપણે સુરગીરી ડોલાયા,
અહીં વેતાલ હરાયા રે;
ઇંદ્ર કહણ વ્યાકરણ નીપાયા,
પંડિત વિસ્મય પાયા રે. વં૦ ૨
ત્રીસ વરસ ઘરવાસ રહાયા,
સંજમસ્યું લય લાયા રે;
બાર વરસ તપ કર્મ ખપાયા,

કેવલ નાણુ ઉપાયારે. વ૰ ૩
ખાયક રિદ્ધિ અનંતી પાયા,
અતિશય અધિક સુહાયારે;
ચાર રૂપ કરી ધર્મ બતાયા,
ચઉવિહ સુર ગુણ ગાયારે. વ૰ ૪
ત્રણ ભુવનમેં આણ મનાયા,
શિશ હોય છત્ર ધરાયારે;
રૂપ કનકમણિ ગઢ વિરચાયા,
નિર્ગ્રંથ નામ ધરાયારે. વ૰ ૫
રયણ સિંહાસન બેસના ઠાયા,
દુંદુભિ નાદ વજાયારે;
દાનવ માનવ વાસ વસાયા,
ભકતે શિશ નમાયારે. વ૰ ૬
પ્રભુ ગુણગણ ગંગાજલ નાહ્યા,
પાવન તેહની કાયારે;
પંડીત ક્ષમા વિજય સુપસાયા,
સેવક જન સુખદાયારે. વ૰ ૭

૭૧ (ખબર જો દે ચુકી.)

નેમજી પ્યારા નેહ નજરથી

"નાન" બચાવી લ્યો સુજને,
નમતાં, પદમાં, ગુજના, મનમાં,
ખુબ વધે સારી સૂજને. નેમજી૦
જ્ઞાન દાનનું વારી સીંચી
સુધારૂં આ ભવ કુંજને,
હરખી, નરખી, પરખી, સરખી,
આપો મદદ જાણી બુજને. નેમજી૦

૭૨

વીરકુંવરની વાતડી કેને કહીએ,
હાંરે કેને કહીએ રે કેને કહીએ;
નવિ મંદિર બેસી રહીએ,
હાંરે સુકુમાર શરીર. વી૦ ૧
બાળપણાથી લાડકો નૃપ જાવ્યો,
હાંરે મળી ચોસઠ ઇંદ્રે મલ્હાવ્યો,
ઇંદ્રાણી મળી હુલરાવ્યો,
હાંરે ગયો રમવા કાજ. વી૦ ૨
છાનું છીછલાં લોકનાં કેમ રહીએ,
હાંરે એની માવડીને શું કહીએ;
કહીએ તો અદેખાં થઇએ,

હાંરે નાશી આવ્યા બાળ. વી૦ ૩
આમલકી ક્રીડાવશે વીંટાણો,
હાંરે મોટો ભોરિંગ રોષે ભરાણો;
વીરે હાથે ઝાલીને તાણ્યો,
હાંરે કાઢી નાંખ્યો દુર. વી૦ ૪
રૂપપિશાચનું દેવતા કરીચાલિઓ,
હાંરે નુજપુત્રને લેઇ ઉછળીઓ;
વીર મુષ્ટી પ્રહારે વળીઓ,
હાંરે સાંભળીએ એમ. વી૦ ૫
ત્રિસલા માતા મોજમાં એમ કહેતી,
હાંરે સખીઓને ઓળંભા દેતી;
ક્ષણ ક્ષણ પ્રભુ નામજ લેતી,
હાંરે તેડાવે બાળ. વી૦ ૬
વાટ જોવંતા વીરજી ઘેર આવ્યા,
હાંરે માતા ત્રિસલાએ નવરાવ્યા;
ખોળે બેસારી હુલરાવ્યા,
હાંરે આલિંગન દેત. વી૦ ૭
યૌવન વય પ્રભુ પામતા પરણાવે,
હાંરે પછી સંજમશું દીલ લાવે;

ઉત્સર્ગની ફોજ હઠાવે,
હાંરે લીધું કેવળ નાણ. વી૦ ૮
કર્મ સૂડન તપ ભાખીયું જીનરાજે,
હાંરે ત્રણ લોકની ઠકરાઇ છાજે;
ફુલ પુજા કહી શીવ કાજે,
હાંરે ભવિને ઉપગાર. વી૦ ૯
શાતા અશાતા વેદની ક્ષય કીધું,
હાંરે આપે અક્ષયપદ લીધું;
શુભ વીરનું કારજ સિદ્ધું,
હાંરે ભાંગે સાદિ અનંત. વી૦ ૧૦

૭૩ (પૈયાં મય લાગુ.)

હૈયામાં ધારૂં હે પ્રભુ પીયારે મોરે,
સેવા તમારી સદાયે પીયારે મોરે,
ચતુર ચેતન ન્હાયે પીયારે મોરે,
પ્રેમે પડી પ્રભુ પાયે પીયારે મોરે,
નાનાની બુઝને વિચારો હે સ્વામ,
નમન કરતાં,પાપો,કાપો,આપો સુધામ હે૦

૭૪ (લાવણી.)

શ્રી રીખભદેવ મહારાજ,

કેસરીયા બેઠે પહાડોમે;
આસપાસ ગુલજાર ઝાડી,
લગ લહી પહાડોમે.
ટુંક ટુંકપર ધજા ધજાપર,
ચોકી બીજનકી,
સબ શ્રાવક મીલ પૂજા કરતે,
કેસર ચંદનકી. શ્રી૦ ૧
ખાશા દેવલ બના દેવલપર,
કલી ચડાઇ,
અષ્ટદ્રવ લઇ પૂજા કરતે,
જોધ સવાઇ. શ્રી૦ ૨
શેત્રુંજા ગીરનાર જીવ તુમ,
અષ્ટાપદ જાના;
સોનાગીરકે દરસન કરકે,
ચંપા પુરી આના. શ્રી૦ ૩
ચંપાપુર ઓર પાવાપુર,
જીન સમેત શીખર જાના;
મુગતા ગીરકે દરશન કરકે,
આબુજી આના. શ્રી૦ ૪

રાયણપુર ઓર ગઢ આબુજી,
માગી તુંગી જાના;
મગશીજીકે દરસન કરકે,
ગોડીજી આના. શ્રી૦ ૫
શીશંખેશ્વર દરસન કર ચલ,
તારંગે જાના;
પુરપટણકે દરસન કરકે,
કહ્યી કુંડ આના. શ્રી૦ ૬
સબ તીરથકી કરી જાતરા,
ઘરકુ બી જાના;
કહે શ્રી ગંગાદાસ ભાઇ વાણી,
ભગવતકી લેના. શ્રી૦ ૭

૭૫ (કલ્યાણ.)

જૈન બાળકો તમામ, કરે જૈનીને પ્રણામ;
જૈન ધર્મની સ્તુતિ કરી,
અતી ધરે છે હામ. જૈન.
અરિંહતને અરજ કરીને,
ચર્ણે નામી શીશ;
કૃપા કરીને અંબાળકને,

સુમતી આપો ઇશ. જૈન.
ખુશ ખુશાલી થઇ સંઘને,
અમો સરવના દાસ;
ભુલ ચુકની માફી માગી,
જાય પોતાને વાસ. જૈન.
ઓચ્છવ આજે પુરણ હુવો,
બોલો જય જયકાર;
લઘુ આઘના આ બાળકો,
પ્રણમે વારંવાર. જૈન.

૭૬ (ચાર મંગળ.)

કીજે મંગળચાર,આજ ઘેર નાથ પધાર્યા.કી૦
પેહેલું મંગળ પ્રભુજીકું પુજું,
ઘસી કેશર ઘનસાર. આ૦
બીજું મંગળ અગર ઉખેવું,
કંઠે ઠવું ફુલ હાર. આ૦
ત્રીજે મંગળ આરતિ ઉતારું,
ઘંટ બજાવું રણકાર. આ૦
ચોથે મંગળ પ્રભુ ગુણ ગાઉં,
નાચું થઇ થઇ કાર. આ૦

રૂપચંદ કહે નાથ નિરંજન,
ચરણકમલ જાઉં વાર. આ૦

૭૭ (આરતી.)

અપચ્છરા કરતી આરતી જિન આગે. (૨)
હાંરે એતો અવિચલ સુખડાં માગે,
હાંરે નાભિનંદન પાસ. અ૦
તાથેઇ નાટક નાચતી પાય ઠમકે,
હાંરે દોય ચરણ ઝાંઝર ઝમકે;
હાંરે સોવન ઘૂઘરડી ઘમકે,
હાંરે લેતી ફુદડી બાલ. અ૦ ૧
તાલ મૃદંગ ને વાંશલી ડફ વીણા;
હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા.
હાંરે મધુર સુરાસુર નયણાં,
હાંરે જોતી મુખડુ નિહાલ. અ૦ ૨
ધન્ય મરૂદેવા માતને પ્રભુ જાયા.
હાંરે તોરી કંચન વરણી કાયા;
હાંરે એતો પૂરવ પુણ્યે પાયા,
હાંરે દેખ્યો તોરો દેદાર. અ૦ ૩
પ્રાણજીવન પરમેશ્વર પ્રભુ પ્યારો.

હાંરે પ્રભુ સેવક હું છું તારો,
હાંરે ભવો ભવનાં દુઃખડાં વારો,
હાંરે તુમે દીન દયાળ. અ૦ ૪
સેવક જાણી આપણા ચિત્ત ધરજો,
હાંરે મોરી આપદા સઘળી હરજો,
હાંરે મુની માણેક સુખીઆ કરજો,
હાંરે જાણી પોતાનો બાળ. અ૦ ૫

૭૮

જય જય આરતી શાંતિ તુમારી,
તોરા ચરણ કમળકી મેં જાઉ બલિહારી.જ.૧
વિશ્વસેન અચિરાજીકો નંદા,
શાંતિનાથ મુખ પૂનમચંદા. જ૦ ૨
ચાલીસ ધનુષ્ય સોવનમય કાયા,
મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા. જ૦ ૩
ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે,
સોળમા જિનવર જગ સહુ મોહે. જ૦ ૪
મંગળ આરતી તારી કીજે,
જન્મ જન્મનો લાહો લીજે. જ૦ ૫
કરજોડી સેવક ગુણ ગાવે,

સૌ નર નારી અમરપદ પાવે. જ૦ ૬

## ૭૯ (મંગળ દીવો.)

ચારો મંગળ ચાર, આજ મહારે, ચારો૦
દેખ્યો દરસ સરસ જીનજીકો,
શોભા સુંદર સાર. આજ૦ ૧
છિનું છિનું છિનું મન મોહન ચરચો,
ઘસી કેસર ઘનસાર. આજ૦ ૨
વિવિધ જાતીકે પુષ્પ મંગાવો,
મોઘર લાલ ગુલાલ. આજ૦ ૩
ધુપ ઉખેવોને કરો આરતી,
મુખ બોલો જયકાર. આજ૦ ૪
હર્ષ ધરી આદીશ્વર પુજો,
ચૌમુખ પ્રતિમા ચાર. આજ૦ ૫
હૈયે ધરી ભાવ ભાવના ભાવો,
જિમ પામો ભવ પાર. આજ૦ ૬
સકળચંદ સેવક જીનજીકો,
આનંદઘન ઉપગાર. આજ૦ ૭



છપાય છે.

**વાંચો ! વાચો ! વાંચો ! ! !**

**હાલની સભાઓ તથા મંડળીયોમાં ગવાતાં ગાયનો, સ્તવનો, અને રમાતા રાસાદીથી ભરપુર.**

# श्री जैन गुण रत्नावळी.

**( भाग ३ जो. )**

**પ્રીય જૈની બંધુઓ**—અમારી સભા તરફથી ઉપરના નામની ચોપડી છપાવી બહાર પાડવાનો નીર્ણય કરેલો છે. કદ સુપરરોયલ ૩૨ પેજી ૨ ફરમાનું થશે. દશ નકલ રાખનારને ૧ નકલ કમીશન તરીકે મળશે. કી. રૂ૦—૧—૬ પોસ્ટેજ જુદું.

**લી.**

**શા. હરીલાલ મગનલાલ.**

( સભા તરફથી. )

**ઠે. માંડવીની પોળમાં નાગજી ભુદરની પોળ.**